॥ श्रीविठ्ठलेशो जयति ॥

# સાવલીશાસ્ત્રાર્થ.

દ્વિતીયપીઠાધીશ્વર આચાર્યવર્ય ગોસ્વામી શ્રી ૧૦૮
શ્રીગોપેશ્વરલાલજીમહારાજશ્રી અને તેઓશ્રીના શાસ્ત્રીજી

શ્રીયુત વે. શા. સં. જટાશંકર કહાનજી સામે

આર્યસમાજીઓએ-દયાનંદપંથીઓએ
મચાવેલી ધાંધલનું દિગ્દર્શન.

લેખક તથા પ્રકાશક:
છોટાલાલ દામોદર શાહ,
અમદાવાદી પોળ સામે, દુકાન-વડોદરા.

સને ૧૯૨૫ સંવત ૧૯૮૧

એક આનો.

ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું.
ઠે. પાંચકુવા-અમદાવાદ.

# સાવલીનો શાસ્ત્રાર્થ.

વડોદરાપાસે આવેલા સાવલી નામના ગામમાં પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો સારી સંખ્યામાં છે, અને તેઓ બીજા ઘરના સેવકો હોવાથી શ્રીનાથદ્વારાવાળા દ્વિતીયપીઠાધીશ્વર ગોસ્વામી શ્રી ૧૦૮ ગોપેશ્વર લાલજી મહારાશ્રીનાજ અનુયાયીઓ તરીકે તેમને ગણી શકાય.

સાવલીમાં બે સાંપ્રદાયિક મન્દિરો અને મહાનુભાવી પ્રાતઃસ્મરણીય શ્રીહરિરાય મહાપ્રભુની એક (ગામ બહાર તળાવ પાસે) બેઠક છે. થોડા સમય પહેલાં વૈષ્ણવોની આગ્રહપૂર્ણ વિનતિથી સાવલીમાં (પાંચ વર્ષ પછી) ગો. શ્રીગોપેશ્વરલાલજી મહારાજશ્રી અનુકૂળ સંયોગથી આષાઢ શુકલ પક્ષમાં (સં ૧૯૮૧) સપરિકર પધાર્યા. આચાર્ય શ્રી પધારે એટલે એવો કોણ શૂન્યહૃદય હોય કે જે આનંદિત ન થાય? સાવલીની વૈષ્ણવ પ્રજા આનન્દમગ્ન બની. આચાર્ય ચરણે બીજેજ દિવસે વૈષ્ણવોની જાહેર સભા કરી. તેમાં મહારાજશ્રીના શાસ્ત્રીજી જટાશંકર શર્માએ "વૈષ્ણવ કર્તવ્ય" એ વિષય ઉપર સચોટ અસરકારક વ્યાખ્યાન કર્યું, અને સંયોગ અનુસાર ૧ સાંપ્રદાયિક પાઠશાળા અને ૧ સાંપ્રદાયિક પુસ્તકાલયની આવશ્યકતા ઉપર શ્રોતાઓનું ખાસ ધ્યાન ખેંચ્યું. જેથી દરેક વૈષ્ણવોએ પાઠશાળા ખોલવા માટે સહાનુભૂતિ દર્શાવી. મહારાજશ્રીએ પણ ઘણુંજ અસરકારક વ્યાખ્યાન કર્યું.

## નિત્ય પ્રવચન અને શંકાસમાધાન.

ત્યારબાદ ગોસ્વામી શ્રીગોપેશ્વરલાલજી મહારાજશ્રીની આજ્ઞાથી પોતાના મન્દિરમાંજ નિત્ય રાત્રે આઠથી નવ સુધી શાસ્ત્રીજી જટાશંકરજીએ વૈષ્ણવોની ઇચ્છાથી ચતુઃશ્લોકીગ્રંથ ઉપર ૪ દિવસ નિત્ય પ્રવચન કર્યું નિત્યપ્રવચન થયા પછી કોઇ વૈષ્ણવને કંઇ બરાબર ન સમજાયું હોય અગર શંકા થતી હોય તો, તે વૈષ્ણવ પૂછતા અને તેમને બરાબર સમાધાનપૂર્વક સમજાવવામાં આવતું. કારણ કે આચાર્યશ્રી જયાં જયાં પધારે છે ત્યાં ત્યાં દરેક સ્થળે સભામાં સર્વને સૂચના કરાય છે, કે જેમને ધાર્મિક વિષયમાં શંકા થાય તેમણે ખુશીથી પૂછવું.

## નવરત્નસ્તોત્રનું પ્રવચન અને બનાવટી જીજ્ઞાસા.

ત્યારબાદ વૈષ્ણવોની ઇચ્છાથી "નવરત્નસ્તોત્ર" ઉપર શાસ્ત્રીજીનું નિત્ય પ્રવચન શરૂ થયું. 'નવરત્નસ્તોત્ર' પરની શ્રીગુસાંઇજીની વિવૃતિ અને દશદિગન્તવિજયી શ્રીપુરુષોત્તમજીની ટીકાના આધારેજ પ્રવચન થતું, એટલે નિત્ય એક શ્લોકનુંજ પ્રવચન ૧ કલાકમાં થઈ શકતું. લગભગ પ્રવચનના આમ ચાર પાંચ દિવસો વીત્યા એટલે વૈષ્ણવતાથી પતિત બનેલા એક સમાજપંથીથી પુષ્ટિમાર્ગની આવી ઉન્નતિ સહન થઇ શકી નહિ, એટલે છેવટે જેમ તેમ કરીને પણ પુષ્ટિમાર્ગની નિન્દા કરવાનું કામ તેણે શરૂ કર્યું. આરંભમાંજ પોતાને આડે રસ્તે ઉતારનારાઓમાંના બેએક આર્યસમાજપંથીઓ સાથે શાસ્ત્રીજીનાં પ્રવચન વખતે આવવાનો એ યુવકે ઇરાદો કર્યો, અને બીજે દિવસે સમાજપંથી ટોળકી સાથે પ્રવચન વખતે તે ભાઇ હાજર થયા.

પ્રવચન ચાલતું હતું, તે દરમીયાનજ સણુસોલીવાલા વૈષ્ણવ શેઠ ગરબડદાસના એ યુવકપુત્ર સમાજપંથી ભાઈ હિંમતલાલે "મને શંકા છે" "મને શંકા છે" એમ ગરબડાટ મચાવીને પોકરાણ કરી મૂકી. વૈષ્ણવોએ તેમને યોગ્ય રીતે ટોંકયા કે, "ભાઇ! શંકા હોય તો પ્રવચન થયા બાદ તમે સુખેથી પૂછજો." પછી સમય પૂરો થતાં પ્રવચન પુરૂં થયું ત્યારે શાસ્ત્રીજી જટાશંકરે "કોઇને શંકા હોય તો પૂછવા માટેની સૂચના કરી, તુરતજ ભાઇ હિંમતલાલ એકદમ કૂદી પડયા—"

"ઇશ્વર સાકાર છે કે નિરાકાર"?

શાસ્ત્રીજીએ જણાવ્યું કે; "ભાઇ ! તમે જિજ્ઞાસાથી પૂછો છો કે શાસ્ત્રાર્થ કરવાના સબબથી ?" (આમ પૂછવાનું કારણ એ હતું, કે તે દિવસના પ્રવચનમાં ઇશ્વરના સાકાર નિરાકાર વિષયમાં કંઇ પણ વાત આવીજ નહતી. એટલે સાકાર નિરાકારનો પ્રશ્ન કંઇ જુદાજ મુદ્દાથી ઉઠાવવામાં આવ્યો છે એમ શાસ્ત્રીજીના મનમાં આવ્યું હતું.)

**સંબન્ધ વિનાના પ્રશ્નો, જીજ્ઞાસા કે પાખંડ?**

ભાઈ હિંમતલાલે જવાબમાં કહ્યું કે;–" હું તો જાણવા માટે પૂછું છું. હું એક વૈષ્ણવનો પુત્ર છું અને વૈષ્ણવ છું. મેં બ્રહ્મસમ્બન્ધ દીક્ષા લીધી છે. પણ હું કેટલાક ભમાવનારા આર્ય સમાજીઓ અને તેના પંડિતોના સમાગમમાં આવવાથી ભ્રાંત વિચાર થયો છું. માટેજ આપની પાસે મારી દરેક શંકાનું સમાધાન કરવા મારા ખુદ પિતાએ મને મોકલેલ છે.

શાસ્ત્રીજી શુદ્ધ ભાવવાળા હોવાથી સમાજપંથી ભાઇ

હિંમતલાલની દુષ્ટબુદ્ધિવાળી ચાલાકી સમજી શકયા નહિ હોય! પણ પ્રશ્નનો ટુંકમાં ખુલાસો કર્યો કે, " ઇશ્વરનો આકાર આપણા ભૌતિક શરીર માફક નથી, પણ આનન્દાકાર છે, અને તે શ્રુતિસ્મૃતિ આદિ દરેક શાસ્ત્રોમાં સાબિત કરેલ છે." શાસ્ત્રીજીનું આ સમાધાન સાંભળ્યું, ન સાંભળ્યું, દરમીયાનજ ભાઈ હિંમતલાલ તો ગાજી ઉઠયા કે, "વેદમાં કોઇ ઠેકાણે પણ જડ મૂર્તિનું વિધાન છે જ નહિ." શાસ્ત્રીજીએ પૂછ્યુ કે, "ભાઇ! તમે કેટલા વેદ જોયા છે? વેદ જોયા વિના તમે કેમ કહી શકો કે વેદમાં મૂર્તિ નથી?"

**હિંમતલાલ**—" મેં વેદ જોયા નથી કે ભણ્યો નથી તેથી શું? પણ મેં ઘણા પાસેથી સાંભળ્યુ છે કે વેદમાં મૂર્તિ વિધાન કોઇ પણ ઠેકાણે નથી."

**શાસ્ત્રીજી**--ભાઇ હિંમતલાલ! તમે કહો છો કે મેં વેદાદિનો અભ્યાસ કર્યો નથી, તેમ તમને આર્યસમાજીઓએ ભ્રમ કર્યો છે, તો પછી એક વખત વેદ સમજવા માટે તેના અંગરૂપ શાસ્ત્રો ભણી, અને પછી શંકા કરો તો તમો જલ્દી સમજી શકશો, અને તમારો ભ્રમ દૂર થશે. વેદાદિ શાસ્ત્રો કંઇ નવલકથાઓ જેવાં નથી કે જેથી ભણ્યા સિવાય સમજી શકાય.

**હિંમતલાલ**—આપની વાત ખરી છે, પણ સમાજ ઉંધે રસ્તે ન દોરાઈ જાય અને સારા માર્ગ ઉપર રહે તે માટે વેદ જેવા ગહન વિષય સમજવા અમને પણ હક્ક છે. અમે સંસારી વ્યાપારી રહ્યા એટલે શાસ્ત્રો ભણી શકીએ નહિ, પણ પછી તો શકીએ.

**શાસ્ત્રીજી**—ભાઇ હિમતલાલ! તમે ભલે સુખેથી પૂછો, પણ જયારે તમે જીજ્ઞાસાભાવથી આવ્યા છો તો વિવેક વિનયથી વર્તીને શાસ્ત્રો ઉપર શ્રદ્ધા રાખીને બધું સમજી શકો છો. તેમ પહેલાં તમે વેદાદિ શાસ્ત્રો ભણ્યા નથી તો **મૂર્તિ વેદમાં નથી** વગેરે ખોટા આડંબર શા માટે કરો છો? હંમેશા પોતે સારા રસ્તા ઉપર ચડયા પછીજ સમાજને સુધારવાનો પ્રયાસ કરવો ઘટે. તમે પણ તેમ કરશો તો તમારો ભ્રમ દૂર થશે.

**હિંમતલાલ**—અમે કયાં ભણવા જઇ શકીએ? તેમ તેવા અનુકૂળ સંયોગો પણ મળી શકતા નથી.

**શાસ્ત્રીજી**—તમારે ખરી રીતે જીજ્ઞાસાવૃત્તિથીજ ભણવું હોય તો તમો મારી સાથે ૧ વર્ષ રહીને વિનીત ભાવથી થોડુંક શાસ્ત્રોનું રહસ્ય જાણી શકો છો, અગર કોઈ સારા વિદ્વાનની સેવા કરીને શાસ્ત્રોનું અવલોકન કરી શકો છો. જેને વેદ જેવા ગહન વિષયોનું રહસ્ય સમજવું હોય તેને તો અનુકૂળ સમય મળીજ રહે છે. શાસ્ત્રો ભણવાં નથી અને વેદવિષયમાં માથું પણ મારવું છે તે બન્ને કેમ બને?

**હિંમતલાલ**—આ રીતે હું સમજતો નથી, અને મને મિથ્યા સિદ્ધાન્ત સમજાવીને ખોટી રીતે મારી પાસે કબુલાત કરાવાય નહિ, મહેરબાની કરી મારા પ્રશ્નનો ઉત્તર આપો અને તે વેદ ઉપનિષદ્ વિગેરેથી સાબિત કરી આપો.

**શાસ્ત્રીજી**—ભાઇ! તમે પણ જડવાદ કરીનેજ નકામું મગજ દુ:ખાવો છો. તમે એક તરફથી 'હું સમજતો નથી' એમ બોલો છો, જયારે પાછા પ્રશ્નનો ઉત્તર માગો છો. આમાં મારે શું સમ-

જવું ? થોભો, હું તમને પૂછું છું કે તમે અત્યાર સુધી 'વેદાદિ શાસ્ત્રોનો શો સાર લીધો છે ? અને જે તમે પ્રશ્નો કરો છો તેના સમ્બન્ધમાં તમે શા નિર્ણય ઉપર આવ્યા છો ?

હિંમતલાલ—તે બાબત મને ના પૂછો, હું શું જાણું છું તે આપની સમક્ષ કહેવા માગતો નથી. ગમે તે જાણુ છું પણ આપ જો મારા પ્રશ્નોનો ઉત્તર વેદાદિશાસ્ત્રથી આપતા હો અને તે પણ એક આર્યસમાજના પણ્ડિત સમક્ષ પ્રતિપાદન કરી શકો તેમ હો, તો હું માનીશ કે આપે સાચો સિદ્ધાન્ત બતાવ્યો છે.

શાસ્ત્રીજી—ભાઇ હિંમતલાલ, તમે મને જીજ્ઞાસુ વૃત્તિથી પૂછો છો ત્યારે તમને હું જે સમજાવું અગર બીજા કોઇ પણ્ડિતો પણ સમજાવે તેમાં તો તમને વિશ્વાસ નથી, એમ તમો ખુદ કબૂલો છો, ત્યારે સમજાવનાર તમને જીજ્ઞાસુ માને કે એક વાદવિવાદના નાહક ઝઘડા કરનાર માને? ભાઇ હિંમતલાલ ! આવી રીતે કોઈપણ પણ્ડિતની પાસે જશો તો તમે જે નિર્ણય કરવા માગો છો તે બિલકુલ નહિજ કરી શકો.

હિંમતલાલ—ના, ના, એમ નથી. હું તો આપનો દાસ છું. આપની સાથે વાદવિવાદ કરવા માગતો નથી, પરંતુ વેદ વગેરેના પ્રમાણોથી આપ જે કહો તે હું સમજી શકું નહિ, એટલે મારે શાસ્ત્રાર્થ કરાવી ખરો સિદ્ધાન્ત તો સમજવોજ જોઇએ.

શાસ્ત્રીજી--ત્યારે તમો જીજ્ઞાસુનો ડોળ છોડી દો, અને શાસ્ત્રાર્થની વાત કરો. તમો જીજ્ઞાસુ તરીકે આવો તોપણ અમે તો ગુરુદ્વારા જે ભણ્યા છીએ અને જાણીએ છીએ તે તમોને સમજાવીશું, અને કદાચ શાસ્ત્રાર્થના લાલચુ હો તો, તોપણ અમે

શાસ્ત્રાર્થરીતિથી તમને સારી રીતે સમજાવીશું, પણ તમો જૂદી જૂદી વાત ન કરો. એક સિદ્ધાંત ઉપર આવો.

**હિંમતલાલ**—ના, ના, શાસ્ત્રીજી મહારાજ! હું કંઈ શાસ્ત્રાર્થ કરવા માગતો નથી. હું તો આપ સમજાવો તે સમજીશ.

**શાસ્ત્રીજી**—જો સમજવાજ માગો છો, ત્યારે બીજા સમાજપંથી પણ્ડિતોની તમારે શી જરૂર છે? હું તમોને પ્રમાણપુરઃસર સમજાવું–તેમાં તમને વિશ્વાસ ન હોય તો તમે બીજા પણ્ડિતની રૂબરૂમાં સમજવાનો દાવો રાખો તમે પોતાને જીજ્ઞાસુ કહો છો, તેમ આર્યસમાજી પણ્ડિતોથી ભ્રમિત થયાનું કહો છો, ત્યારે જે પણ્ડિતોએ તમને ભમાવ્યા છે, તે પણ્ડિતોની સમક્ષ તમે કેવી રીતે નિર્ણય કરવા માગો છો? ફરીથી પણ હું કહું છું કે તમારે સમજવું જ હોય તો રામાનુજ પણ્ડિત કે શાંકર પણ્ડિતમાંથી કોઇનેપણ બોલાવો, અને તેની તટસ્થતામાં હું તમારી દરેક શંકાનો ખુલાસો કરૂં, પણ તમે એક જીજ્ઞાસુ કહેવરાવી તમને ભમાવનાર આયસમાજી પણ્ડિતોની સમક્ષ નિશ્ચય કરવા કરવા ધારો છો તે અનુચિત છે.

**હિંમતલાલ**—આર્યસમાજના પણ્ડિતો પહેલા જ જોઇએ તે વિના હું સમજી શકું નહિ. પણ હું જીજ્ઞાસાથી આવ્યો છું તેથી મને બધું સમજાવી પુનઃ કંઠી બાંધી બ્રહ્મસબન્ધ અપાવી વિદાય કરશો તો આપનો મોટો ઉપકાર માનીશ.

**શાસ્ત્રીજી**—અત્યારે ઘણો સમય થઇ ગયો છે, તમારે સમજવું જ હોય તો શાસ્ત્રો ઉપર તેમ મારા ઉપર થોડો પણ વિશ્વાસ હશે તો હું તમને તમારી શંકાનું સમાધાન કરી તમારા

મનના ભ્રમ દૂર કરીશ. તમે સુખેથી આવતી કાલે સવારે આવશો.

ત્યારબાદ હિંમતલાલ તમે ધોળકાના વૈષ્ણવ મંદિરના માજી મુખ્યાજી ભાઇ ભૂલાશંકર વિગેરે પોતાને ઘેર ગયા અને પ્રવચન સભા વિસર્જન થઇ હતી.

---

## બીજે દિવસે—

અત્યારસુધી મહારાજશ્રી તથા શાસ્ત્રીજી જટાશંકરજી તો ભાઇ હિંમતલાલને એક ભ્રાન્ત જીજ્ઞાસુ તરીકે જ ઓળખી રહ્યા હતા, અને સદુપદેશ આપવાથી હિંમતલાલનો ભ્રમ દૂર થશે એમજ માનતા હતા, પરન્તુ બીજા દિવસના નીચે લખેલા વાર્તાલાપથી તો બધી સમાજપંથી પાખંડબાજી ખુલ્લી થઇ હતી.

બીજે દિવસે સવારના લગભગ આઠ વાગે દરેક વૈષ્ણવો ચરણસ્પર્શ કરવા ઉપસ્થિત થયા હતા. મહારાજશ્રી પણ પધાર્યા. અને શાસ્ત્રીજી જટાશંકરજી પણ આવ્યા. પેલા હિંમતલાલ ૧ પત્ર લખીને લાવ્યા હતા તે શાસ્ત્રીજીને આપવા લાગ્યા. શાસ્ત્રીજીએ કહ્યું કે, 'તમેજ વાંચી સંભળાવો, શું લખીને લાવ્યા છો?'

**હિંમતલાલ**—જે છે તે આ પત્રમાં છે, આપ વાંચીને તેનો ખુલાસો કરો.

**શાસ્ત્રીજી**—તમે આટલી રકઝક કરો છો તેનું કાંઈ કારણ સમજાતું નથી. તમે ગઈ કાલની માફક મારામાં અને શાસ્ત્રોમાં વિશ્વાસ રાખીને પૂછો છો કે આમ મિથ્યાવાદથી?

**હિંમતલાલ**—મને તો ગઇ કાલે રાત્રેજ ખબર પડી હતી

કે આપ મારો ખુલાસો કરી શકશો નહિ અને દુનિયામાંનો કોઇ પણ પણ્ડિતવર્ગ મારા પ્રશ્નોનો જવાબ આપી શકવાનો જ નથી.

શાસ્ત્રીજી--ભાઇ હિંમતલાલ, આમ તમે તો તમારા મનથી જ નિર્ણય કરી બેઠા છો, તો પછી નાહક આવી તકલીફ શા માટે લો છો? જવા દો, તમને વેદાદિ શાસ્ત્રો ઉપર તેમ શાસ્ત્ર સમજાવનાર કોઈ વિદ્વાન ઉપર જ્યારે શ્રદ્ધા નથી તો તમારી સામે વિદ્વાન તરીકે કોઇ વ્યક્તિ નિર્હેતુક મિથ્યાવાદ ન જ કરે. તમે જીજ્ઞાસુનો દંભ છોડી દો અને આમ શાસ્ત્રો ઉપર આઘાત ન કરતાં સન્માર્ગ તરફ કાંઇક વળો.

હિંમતલાલ—બસ બસ, તમે મારો–વેદશાસ્ત્ર ઉપર નિર્ણય કરવાનો સ્વતઃસિદ્ધ હક્ક રદ ન કરશો. વેદાદિકનો નિર્ણય દરેકે કરવો જોઇએ, કે જેનાથી જનતા સુધરી શકે.

ત્યારબાદ ગઇ કાલની માફક લગભગ બે કલાક સુધી ભાઇ હિંમતલાલની સાથે રકઝક ચાલી. પેલી આર્યસમાજપંથી ટોળી તરફથી વિનયવર્તન પણ આખરે જોવામાં ન આવ્યું, ત્યારે ગો૦ શ્રીગોપેશ્વરલાલજી મહારાજે શાસ્ત્રીજીને કહ્યું કે, "આમ આ લોકો જીજ્ઞાસુ બની, સમજવાનો માર્ગ ન લેતાં પરિણામમાં વિતંડાવાદ કરતા હોય તો જવા દો. હંમેશાં શાસ્ત્રોમાં શ્રદ્ધા જયાં ન હોય ત્યાં તો ચતુર્મુખ બ્રહ્મા પણ આવીને કેવી રીતે સમજાવી શકે?" આ વખતે લગભગ સાડાદશ વાગેલા અને મહારાજશ્રીને સેવામાં વિલંબ થતો હોવાથી આપ સ્નાન કરવા પધાર્યા હતા. બાદ ગામના સારા પ્રતિષ્ઠિત વૈષ્ણવોએ પેલા હિંમતલાલભાઇને ઘણુંએ સમજાવવા માંડયું, પણ તે ભાઇ તો એકના બે ન થયા

અને જાણે ઉચ્છૃંખલતાના મોટા ઇજારદાર બની લેકચર કરવા માગતા હોય તેમ ગર્જના કરવા લાગ્યા. અને જેમ તેમ ફાવે તેવા રીતે બોલ્યા. આ વખતે સાવલી ગામના વૈષ્ણવોને ખરેખર ધન્યવાદ આપવો ઘટે. નહિતર એક મન્દિરમાં આવેલા મૂર્તિ-નિન્દકના મોઢેથી શ્રીહરિના સ્વરૂપ વિષેના તદ્દન ખોટા અને કલ્પિત આક્ષેપોનું પરિણામ શું આવે? એક વૈષ્ણવ તો વિવેક અને ધૈર્યનો કદી ત્યાગ નજ કરે. એટલે સર્વ વૈષ્ણવોએ શાન્તિ જાળવી. છેવટે પેલી સમાજપંથી ટોળી ગુસ્સામાં જેમ તેમ ખડખડતી ચાલી ગઇ! લી૦ એક પ્રેક્ષક.

---

## શાસ્ત્રાર્થની ચેલેંજનો દંભ!

ઉપર મુજબ ધાંધલ કર્યા પછી "ભૂલા ભટકયા" ભાઇને થોડો પણ સંતોષ મલ્યો નહિ એટલે એકદમ તેમણે ખુદ મહારાજશ્રીને "શાસ્ત્રાર્થ માટે જાહેર ચેલેંજ" એક છાપેલા પત્રદ્વારા આપી. આ પત્રમાં મહારાજશ્રી અને વૈષ્ણવો સમક્ષ થયલા વાર્તાલાપને અને પોતાની વિવેક મર્યાદાનું ખૂન કરનારી વલણને છુપાવીને તદ્દન અસત્યથી ભરપૂર નવોજ હેવાલ ઘડી કાઢીને ભાઈ હિંમતલાલે છાપ્યો. એ હેવાલ અહીં છાપીને તેનાં અસત્ય પૂર્ણ પણાંને પૂરવાર કરી આપતાં વિસ્તાર થાય તેમ છે, તેથી ઉપર જણાવેલા સત્ય વૃત્તાંતથી નિશ્ચય થશે કે ભાઈ હિંમતલાલે છપાવેલું હસ્તપત્ર કેવળ નપગી ગપોથી ભરેલું છે અને તેમાં માત્ર પોતાના હલકી વૃત્તિ અને વર્તણુકના ઢાંકપીછોડા વિના બીજું કંઇ દેખાતું નથી.

હવે ભાઈ હીંમતલાલે શાસ્ત્રાર્થની ચેલેંજનો દંભ કર્યો છે, તે પત્ર નીચે આપવામાં આવે છેઃ—

**શ્રીમાન્ પૂજ્ય ગોસ્વામીશ્રી ગોપેશ્વરલાલજી મહારાજની પવિત્ર સેવામાં.**

સાદર નમસ્તે,

સેવામા સવિનય નીવેદન કે ગઇ કાલે રાત્રે આપની સેવામાં મારી કેટલીક શંકાઓનું નિરાકરણ કરવાને માટે આપશ્રીની સેવામાં એક જિજ્ઞાસુ તરીકે હાજર થએલો, સામાન્ય વાતચીતોમાં આપશ્રીના શાસ્ત્રીજીએ હું જિજ્ઞાસુવૃત્તિથી આવેલો નથી અને મારા અંતઃકરણમાં કંઇક બીજી બાબત રહેલી છે એમ મને આઘાત પહોંચાડેલો. તેઓશ્રીએ વધુમાં જણાવેલું કે તમો મારામાં વિશ્વાસ રાખી તમારી શંકાઓનું સમાધાન મારી પાસેથી કરી લો. પણ મને લાગ્યું કે **શાસ્ત્રીજીના જેટલો હું વિદ્વાન નથી અને તેથી સત્યાસત્યનો શાસ્ત્રોક્ત રીતિથી વિચાર અને નિર્ણય હું સ્વતંત્ર રીતે ન કરી શકું** એટલે જે પક્ષ મારા મનમાં શંકાઓને સ્થાન આપ્યું છે તે પક્ષના પંડિતો સમક્ષ મારી શંકાઓનું નિવારણ આપ કરો એવી મારી વિનતિનો અર્થ તેઓશ્રીએ તમે શાસ્ત્રાર્થ કરવા માગો છો એવો કર્યો-હવે મારે વિનંતિ કરવાની કે શાસ્ત્રીજી અને આપ મારા એ વિચારને શાસ્ત્રાર્થ કરવાનો માનતા હોતો શાસ્ત્રાર્થ સમજી તે પક્ષના પંડિતો સાથે શાસ્ત્રાર્થ કરી મારી શંકાઓનું નિરાકરણ કરો કે જેથી મારી ભ્રમણા દૂર થાય. આપ નક્કી કરો તે સમયે તે પક્ષના પંડિતોને હાજર રહેવાની વિનંતિ કરૂં. આપ આ પત્રનો જવાબ મને લખી આપો કે જેથી તે પત્રને આધારે હું આર્યસમાજના પંડિતોને બોલાવું.

આ ઉપરથી મને તો ચોકખે ચોકખું જણાયું કે મહારાજશ્રી મારી શંકાઓનું સમાધાન શાસ્ત્રોક્ત રીતે કરવાને તદ્દન અસમર્થ છે અને તેથી તેમણે મારા પત્રનો સ્વીકાર કર્યો નથી. **તેઓશ્રીએ હજુ પણ આ પત્રથી ઉત્તરનું**

નમ્રતાપૂર્વક આહ્વાન કરું છું કે જો તમે માનો છો તેમ મૃતકશ્રાદ્ધ, ઇશ્વરનું અવતરવું તિલક, કંઠી ધારણ કરવાં, કેશરસ્નાન, મનોરથો, સ્ત્રીઓને બ્રહ્મસબંધ આપવાં વગેરે વેદોક્ત છે તો વેદાદિ સતશાસ્ત્રોથી સાબીત કરી બતાવો નહિ તો તમારી તે માન્યતા વેદોક્ત નથી એમ સાબીત થશે.

શાસ્ત્રાર્થ માટે સમય સ્થાન અને નિયમ આ પત્રિકા વાંચી ૬ કલાકમાં મને જણાવશો એટલે આપણે નક્કી કરીશું.

સાવલી.
સં. ૧૯૮૧ અષાડ વદી ૪
તા. ૯—૭—૨૫ ગુરૂ.

લી૦ ભવદીય,
હિંમતલાલ ગરબડદાસ ગુપ્ત.
સણુસોલીવાળાના નમસ્તે.

ઉપરના પત્રમાં ભાઈ હીંમતલાલના હાથથી એટલું સત્ય લખાઇ ગયું છે કે, “ હું વિદ્વાન્ નથી ” વગેરે. આ વાક્ય મોટા અક્ષરે ઉપર છાપ્યું છે, તે વાંચકે વાંચી લેવું. હવે જે વિદ્વાન્ નથી અને પોતે કશો નિર્ણય કરી શકે તેમ નથી તેણે શાસ્ત્રપર અને વિદ્વાનોપર વિશ્વાસ રાખવો રહ્યો પણ જીજ્ઞાસુપણાનો તો ખાલી દંભજ હતો. માત્ર સમાજપંથીઓ સાથે વૈષ્ણવ વિદ્વાનોને અથડાવીને ધાંધલજ કરવાની સણુસોલીના ‘મહાશય’ની મરજી હતી. વળી સમાજપંથીઓ અને વૈષ્ણવ વિદ્વાનોનો શાસ્ત્રાર્થ થાય અને તેમાંથી નિર્ણય સમજી લેવાની અદ્ભુત શક્તિ પોતાનામાં હોવાનો “ જીજ્ઞાસુ ” દાવો કરે ! આમ શાસ્ત્રાર્થના ઝઘડાથી જીજ્ઞાસુઓની ભ્રમણા દૂર કરવાનો સમાજપંથી માર્ગ તો આ વીસમી સદીની નવીન શોધ જ ગણાય.

સમાજપંથીના ઉપર જણાવેલા દંભને ઉઘાડો પાડવા માટે નીચે મુજબ એક જવાબ ભાઇ હિંમતલાલને આપવામાં આવ્યો:

॥ શ્રીહરિઃ ॥

ભાઇ હીંમતલાલ ગરબડદાસ ગુપ્ત,

તમારા તા. ૯-૭-૨૫ ના મોકલેલા પત્રમાં તમોએ અમારા ઉપર કેવલ અસત્ય અને કાલ્પનિક હુમલાઓ કર્યા છે તે બીલકુલ અનુચિત છે. તે ઉપરથી તમારે શાસ્ત્રાર્થ કરવા ઇચ્છા હોય તો નીચે નિર્દિષ્ટ કરેલા વિદ્વદ્વર્ગની તટસ્થતાની ખાસ આવશ્યકતા છે, અને તે તમને મંજુર છે કે કેમ તેનો ખુલાસો આપી તેવી યોજના કરશો તો શાસ્ત્રાર્થ કરવા અમો તૈયાર છીએ.

## તટસ્થ વિદ્વદ્વર્ગ.

૧ શ્રીયુત રમાનાથ શાસ્ત્રીજી મુંબઇ; ૨ શ્રી બાલશાસ્ત્રીજી કાંકરોલી ( મેવાડ ); ૩ પ્રતિવાદિભયંકર શ્રીમદનન્તાચાર્યજી ( મુંબઇ ); ૪ શાસ્ત્રીજી ગિરિજાશંકરજી વૈદરાજ (કુતીયાણા); ૫ મહામહોપાધ્યાય શ્રીલક્ષ્મણ શાસ્ત્રીજી (કલકત્તા, બનારસ); ૬ શ્રીયુત પં. રમાપતિમિશ્રજી (મુંબાઇ); ૭ શ્રી. નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી (અમદાવાદ); ૮ કવિશ્રી નાનાલાલ દલપતરામ એમ. એ. ૯-૧૦ આ બે નંબર ઉપર આર્યસમાજના કોઇ બે પંડિતને નીમવા.

તા૦ ક૦—શાસ્ત્રાર્થ કરતાં વિતંડાવાદ ન થાય અને ખરો નિર્ણય થઇ શકે તે માટે ઉપર્યુક્ત વિદ્વન્મંડળની ખાસ આવશ્યકતા છે. તમો આવી રીતે તટસ્થ મંડળની યોજના નકી કરો તો તમો શાસ્ત્રાર્થ કરવા અશક્ત છો આમ નિરુપાયે માનવું પડશે. માટે આ વિષે ખુલાસો બાર કલાકની અંદર આપશો.

તા. ૧૦-૭-૨૫ | આજ્ઞાતઃ
સમય-મધ્યાહ્નના ૧૨) બાર. | જટાશંકર શાસ્ત્રીજી.

ઉપરના પત્રનો સમાજપંથીએ નીચે મુજબ બેહુદો જવાબ આપ્યો તે ઉપરથી સમજાશે કે, તેમને શાસ્ત્રાર્થને બહાને ધાંધલ કરીને "અમે જીત્યા" એવી કાખલીઓજ ફૂટવી હતી.

॥ ઓ૩મ ॥

શ્રીમાન્ પૂજ્ય ગોસ્વામી શ્રીગોપેશ્વરલાલજી મહારાજની સેવામાં મુ. સાવલી

સાદર નમસ્તે સહનિવેદન કરવાનું કે આપને કરેલી જાહેર ચેલેંજનો જવાબ આપની આજ્ઞાથી શ્રીમાન્ શાસ્ત્રી જટાશંકરજી ના હસ્તાક્ષરનો બપોરના કલાક ૨-૧૦ મળ્યો, તેમાં લખો છો તે પ્રમાણે મેં કોઇ અસત્ય કે કાલ્પનિક હુમલા આપના ઉપર કર્યા નથી જે લખ્યું છે તે સત્યજ છે. શાસ્ત્રાર્થ થાય તે ઉભયપક્ષને માટે જરૂરી છે. આપે નિર્દિષ્ટ કરેલા પંડિતો જે બાબતોનો શાસ્ત્રાર્થ આપણે કરવાનો છે તેના પૂર્ણ પક્ષપાતી હોવાથી હોવાથી તેમને તટસ્થ ગણી શકાય નહિ. આપ શાસ્ત્રાર્થ કરી આપની માન્યતાઓ વેદોક્ત છે એમ સાબીત કરી આપવા માંગતા હો, કે જેમ કરવું એક આચાર્ય તરીકે આપની ફરજ છે. તો તટસ્થતાની વાત છોડીને યોગ્યરીતે શાસ્ત્રાર્થ કરવા તૈયાર થશો.

શાસ્ત્રાર્થ લેખી થવો જોઇએ. અને શાસ્ત્રાર્થ કરતી વખતે બન્નેપક્ષ સ્વીકારે તેવા પ્રમુખ સભાની શાન્તિ જાળવવા નીમવા જોઇએ શાસ્ત્રાર્થનો નિર્ણય જાહેરપ્રજા કરી લેશે. શાસ્ત્રાર્થનો ખરો નિર્ણય કરવા આપે બતાવેલા તટસ્થ મંડળની યોજનાની જરૂર આથી રહેશે નહિ. આપે જાણવું જોઇએ કે બન્ને પક્ષમાંથી એક પક્ષપાતી નહોય તેનેજ તટસ્થ કહી શકાય માટે સમય અને શક્તિને ફોગટમાં નહિ ગુમાવતાં જે આપનું કર્તવ્ય છે તે કરીને આભારી કરશો. જો તેમ નહી કરો તો શાસ્ત્રાર્થ કરવા આપ અશક્ત છો એમ નિરૂપાયે મારે માનવું પડશે. માટે આ બાબતનો ખુલાશો આવતી કાલે શનિવારે સવારના નવ વાગતાં સુધીમાં આપશોજી.

| | |
|---|---|
| મુ. સાવલી. | નીવેદક, |
| તા. ૧૦-૭-૨૫ શુક્રવાર | હીંમતલાલ ગરબડદાસ શુસ. |
| સાંજના પાંચવાગે. | |

ઉપરના પત્રમાં સમાજપંથીએ શાસ્રાથમાંથી છટકવા માટે કેવાં વળખાં માર્યાં છે એ સ્પષ્ટ થાય છે. શાસ્રીજીએ હિંદુસ્થાનમાં મશહૂર અદ્વિતીય વિદ્વાનોનાં નામો તટસ્થ તરીકે આપ્યાં, પણ "જેને કમળો થયો હોય તે બધાને પીળાજ દેખે' એટલે એવા સુપ્રસિદ્ધ વિદ્વાનોને પક્ષપાતી બનાવી દેવાના પાખંડનો આશ્રય સમાજપંથીએ લીધો. તેમને આ દેશમાં તટસ્થ વિદ્વાનો મળવાનાજ નથી! વળી તટસ્થ વિદ્વાનો જે કંઇ કહે તે માની લેવાની જવાબદારી પણ સમાજપંથીપર શાસ્રીજીએ નાખી ન હતી છતાં તે કેમ ગભરાયા એ તો મૃત 'મહર્ષિ'ને ખબર! વળી કાલ્પનિક હુમલાઓ કરેલા છે તે વાત કાંઈ છુપી નથી. સાવલીના અનેક ગૃહસ્થોની રૂબરૂમાં ચાલેલા વાર્ત્તાલાપને મારીમચડીને પોતાના પક્ષમાં ઘસડી જવાનો અને સામાપક્ષને હલકો પાડવાનો અધમ યત્ન સમાજપંથીએ કર્યો એનો નિર્ણય તટસ્થ લોકોએ ક્યારનોએ કરી લીધો છે. લેખી શાસ્રાર્થમાં પ્રમુખની કે સભા ભરવાની પણ જરૂર ન જ હોય. એટલે તેવી માગણીજ નકામી ગણાય. પણ સમાજપંથી મુખથી શાસ્રાર્થ કરી શકે તેમ ન હોવાથી 'લેખી'નું બહાનું કાઢીને પોતાની કમજોરીને ઢાંકવા માટે તરફડીયાં મારે છે. વેદ વગેરે શાસ્રની વાતોનો નિર્ણય જનસમાજ કરી લે, કે જે જનસમાજને વેદ એટલે શું તેની પણ ખબર ન હોય. વાહરે સમાજપંથી મહાશય! તમે તો અક્કલની પાછળ ધોકડો લઇને દોડતા લાગો છો! આમજ દિગ્વિજય કરીને બાપનું નામ અમર કરવા ચાહતા હશો! સમાજપંથીના ઉપરના પત્રનો નીચે મુજબ જવાબ શાસ્રીજી જટાશંકરજીએ આપ્યો.

શ્રીહરિઃ।

ભાઈ હિંમતલાલ ગરબડદાસ ગુપ્ત,

તમારા તા. ૧૦-૭-૨૫ ના પત્રમાં પણ તમોએ પૂર્વપત્રની માફક અસત્ય કલ્પના અને ભ્રમાત્મક હુમલાઓ કર્યા છે. શાસ્ત્રાર્થ કરવાને અમો બિલકૂલ તૈયાર છિએ. પણ શાસ્ત્રાર્થ કરવાની રીતથી, નહિ કે દુરાગ્રહી વિતંડાવાદથી. હમેશાં કોઇ પણ બાબતના શાસ્ત્રાર્થમાં દરેક સ્થળે તટસ્થ વર્ગની ખાસ જરૂર હોય છે. ભવિષ્યમાં કોઇ પણ વખતે કેવાપણ સંયોગોમાં આવી તમો અગર તમારા જેવો શાસ્ત્રાનભિજ્ઞ વર્ગ 'હમારા વેદપ્રતિપાદિત પુષ્ટિમાર્ગ ઉપર અસત્ય અને કાલ્પનિક હુમલા ન કરે તેટલા માટે નિષ્પક્ષપાતી તટસ્થવર્ગ નીમવાની અમોએ તમને સૂચના કરી, તથાપિ "पित्तेन दूने रसने सितापि तिक्तायते" એ ન્યાય મુજબ તમોને તટસ્થ પણ્ડિતવર્ગમાં પણ પક્ષપાતીનો ભ્રમ થયો તમારી આવી ભ્રમાત્મક વૃત્તિ સામે અમારે ઘણીજ દીલગીરી સૂચવવા સાથે જણાવવું પડે છે કે અમોયે જણાવેલા તટસ્થમંડળનાં, ૨ રામાનુજ પણ્ડિતો, ૨ શાંકર પણ્ડિતો ૨ જીજ્ઞાસુગૃહસ્થો, ૨ અમારા સંપ્રદાયના; અને '૨ તમારા આર્યસમાજના આમ અર્થ ઉકેલવાનો હતો પણ તમો તો બિલકૂલ શાસ્ત્રાર્થની રીત પ્રમાણે સર્વથા શાસ્ત્રાર્થ કરવામાં હીમાયતી નથી, બલ્કે પારકા ધર્મનો ઉત્કર્ષ ન સહન થાય એટલે 'खलो मन्थनदण्डवत्" એ ન્યાયમુજબ કોઇ ધર્મમાં અસત્ય હુમલા કરવાનુંજ મોક્ષસૂત્ર જપી રહ્યા છો. તમારા લખાણના શબ્દે શબ્દે અસંભવતા અને ઉચ્છૃંખલતા સિવાય અન્ય પ્રતીત થતુંજ નથી. તમોયે એટલો પણ

વિચાર કર્યો નથી કે સંસ્કૃતભાષામાં થયેલા શાસ્ત્રાર્થનો નિર્ણય સંસ્કૃતને બિલકુલ ન સમજનારી જાહેર પ્રજા પોતે પોતાની મેળે કેવી રીતે સમજી શકશે? અસ્તુ. એક બાજુ તમે મૌખિક શાસ્ત્રાર્થ કરવામાં તમારૂં અસામર્થ્ય દાખવતાં "શાસ્ત્રાર્થ લેખી થવો જોઇએ" આવું ચિત્રો છો. જયારે કોઇ પુષ્ટિમાર્ગીય વ્યક્તિ તમોને આવશ્યક પ્રશ્નો પૂછે તો "અમો લેખી જવાબ આપતા નથી. મોઢેથી ખુલાસો કરો" આવા દ્રવિડ પ્રાણાયામને શરણે થઈ તમો અગર તમારા આચાર્યો લખવા બોલવા વિષે કેવો સમન્વય જાળવો છો તેનો પ્રતિઉત્તર તો આકાશવાણીજ આપી શકે. તથાપિ તમારા રૂબરૂ કહેવા મુજબ તમારા ચાલુ ધર્મમાં(આર્ય-સમાજમાં) તમોને ભ્રમ રહે છે. અને તમારા લખવા મુજબ મૌખિક શાસ્ત્રાર્થ વિગેરે કોઈમાં પણ તમારૂં અસામર્થ્ય સૂચવો છો, તો તમારા પોતાનાજ હિતની ખાતર, મારી એક હિતેચ્છુ તરીકેની ફરજ અદા કરૂં છું કે, તમારે તમારો જૂનો થયલો ભ્રમ દૂર કરવા માટે કોઇ સારા ધર્મનિષ્ઠ અનુભવી વિદ્વદ્વર્ગને શરણે જઇ, વેદ, ગીતા, ભાગવત, બ્રહ્મસૂત્ર, સ્મૃતિ વગેરે ગ્રન્થોનું નિયમતઃ અધ્યયનપૂર્વક આલોચન કરી તમારા હૃદયના ભ્રમને દૂર કરશો, કે જે માટે મેં તમને રૂબરૂમાંજ મારી પાસે જીજ્ઞાસુ અને વિનીત ભાવથી રહી શાસ્ત્રાવલોકન કરવા માટે ઉત્તમ તક આપી હતી. આ પત્રથી તમારૂં અને તમારા આચાર્ય વર્ગનું અમો ધ્યાન ખેંચીએ છીએ, કે તમો નિષ્પક્ષપાતી તટસ્થ વર્ગને પણ ન ચાહતાં શાસ્ત્રાર્થ કરવા તદ્દન અસમર્થ છો, એટલુંજ નહિ પણ સાથે કોઇ પણ સદ્ધર્મની ઉન્નતિ ન સહન કરવાના

પરિણામે ભોલી ભાલી વૈષ્ણવ સૃષ્ટિને ઉતારી પાડવાના સબબથી અમાનુષિક ટોળકીદીઁ ચલાવવા અસાધારણ પ્રયાસ કરો છો વગેરે તમારા પત્રોથી સાબિત થાય છે. જેથી હવે તમારા આવા નિર્હેતુક પત્રો સામે અમો દૃષ્ટિપાત પણ કરીશું નહિ. અમારી વૈષ્ણવસૃષ્ટિ વિરોધીઓની વિચિત્ર જાળમાં ન ફસાય અને સ્વધર્મ પરાયણ રહે તેને માટે અમો અમારૂં સદુપદેશક કર્તવ્ય કરતા આવ્યા છીએ અને હજુ પણ વધારે જારી રાખીશું.

| | |
|---|---|
| સાવલી. | જટાશંકર શાસ્ત્રી. |
| તા. ૧૧-૭-૨૫ | આ નકલ મને મળી છે. |
| પ્રાત: ૬. | સહી. હિંમતલાલ ગરબડદાસ ગુપ્ત. |

'જિજ્ઞાસુ'ના વેશમાં છુપાયલું સમાજપંથી પાખંડ ખુલ્લું થયું. પોતે એક વાણીઆ વેપારી છતાં, વિદ્વાન નહિ છતાં, ભૂલ્યા ભટકયા છતાં, વિદ્વાનો અથવા તો ધર્મનેતા આચાર્યશ્રીઓને શાસ્ત્રાર્થની ચેલેંજે ફટકારવાનું લોફરપણું ભાગ્યેજ કોઈ બતાવી શકે. સાવલીના સમાજપંથી બેચાર પાટીદાર 'મહાશયો' અજ્ઞાનમાં સબડતા હોવાથી આવા પાખંડમાં ફસાય, પણ વિચારશીલ વૈષ્ણવ વિદ્વાનો કે ગૃહસ્થો તો કદી ભોળવાય નહિ. વેદશાસ્ત્ર આદિ સંસ્કૃતમાંજ છે, તેથી શાસ્ત્રાર્થ સંસ્કૃતમાં અને મુખથી થાય તે વધારે યોગ્ય ગણાય પણ સંસ્કૃતનું જ્ઞાન ધોળકા સુધીનું હોય અને મોઢે શાસ્ત્રાર્થ કરતાં છક્કા છુટી જતા હોય તો બીચારા સમાજપંથીઓ એ વાતનો સ્વીકારજ શાનો કરે ? મુખથી શાસ્ત્રાર્થમાં કેટલીએ વાર સમાજીઓ ઉભી પુંછડીએ નાઠા છે એ વાત આખો દેશ જાણે છે. વળી સણસોલીવાળા ભાઇ પોતેજ

ભૂલ્યા ભટકયા તરીકે પોતાને ઓળખાવે છે એટલે સમાજપંથમાં પણ તે ભ્રાંતજ છે. મતલબ કે "નહિ ઘરના કે નહિ ઘાટના" જેવી તેમની દશા છે. આવા માણસ સાથે પત્રવ્યવહાર ચલાવવાની કોઇ પણ વિચારશીલની ઇચ્છા થાય નહિ તો મહારાજશ્રી હવે વધુવાર શા માટે તેમને જવાબ આપ્યા કરે ? મહારાજશ્રીએ તો પોતાના તરફનો ઉપરનો છેલ્લો પત્ર લખીને સમાજપંથી સાથે પત્રવ્યવહાર બંધજ કરી દીધો.

છતાં, જેમ તેમ પોતાનો ડંકો વગાડવાની ધૂનમાં 'નાક કટ્ટા મગર ઘી તો ચટ્ટા'ની જેમ ફરીને પોતાના પંથીઓની ફૂંક મળતાં નીચે મુજબ એક નવી ચાલબાજીનો પત્ર તેમણે લખ્યો.

ॐ३म् ॥

શ્રીમાન્ ગોસ્વામી શ્રીગોપેશ્વરલાલજી મહારાજની પવિત્ર સેવામાં,

સાદર નમસ્તે માન્યવર ! આપે તા. ૧૦-૭-૨૫ ની પત્રિકામાં તો कर्णे पृष्ठे कटौ चालयति જેવુંજ કર્યું છે. આપના તરફથી વૈષ્ણવમતાનુસાર શાસ્ત્રાર્થ કરનાર ૧ અથવા બે શાસ્ત્રીઓનાં નામ આપો. અમે પણ-નામો આપીએ અને સભાસંયમન માટે બન્ને પક્ષે નિર્વાચિત કરેલા કોઇ વિદ્વાન સભ્ય એક અથવા બે નીમવા કે જેથી તેઓ સભાનું નિયમન બજાવે, તેમજ વિતંડાવાદ થવા ન પામે આટલું કર્તવ્ય હતું. તેની જગ્યાએ આપે તો આઠ દશ નામો નિયામક તટસ્થનાંજ આપી દીધાં, તેમ છતાં ધારો કે दुर्जनतोष એ ન્યાયે. ૮-૧૦. નામો તટસ્થ વિદ્વાનોનાં સ્વીકારી લઇએ અને શાસ્ત્રાર્થ આર્યપણ્ડિત તથા વૈષ્ણવપણ્ડિતના પરસ્પરમાં થયા પછી તટસ્થ. ૮-૧૦ વિદ્વાનોમાં નિર્ણય સંબંધી મતભેદ ઉભો થાય તો શું પાછા તેના સંવાદના નિર્ણય માટે વળી કોઇને નિમવા પડશે, અને એમ કરતાં તો અતિ પ્રસંગ પ્રાપ્ત થાય, અને તે ફલપદ નથી. જો

આપને શાસ્ત્રાર્થ કરીને કાંઇ નિર્ણયજ કરવો છે તો નીચેના વિષયો પૈકી કયા કયા વિષય પર શાસ્ત્રાર્થ કરવો છે. તે જણાવી આભારી કરશો.

૧. વર્તમાનમાં ચાલતો પુષ્ટિમાર્ગ વલ્લભસંપ્રદાય વૈદિક છે?

૨. સર્વવ્યાપક પરમાત્મા શરીર ધારણ કરી શકે?

૩. વર્ણવ્યવસ્થા જન્મમાત્રથી હોઇ શકે?

૪. પુરાણો વેદવિરૂદ્ધ નથી?

૫. કાઇમાલા ધારણ વૈદિક છે?

આ પાંચ પૈકી કોઇ પણ અથવા ક્રમશઃ બધા વિષય પર શાસ્ત્રાર્થ કરવો છે તે જણાવશો અને શાસ્ત્રાર્થ કરનાર આપના તરફથી કોણ તેનું અથવા તેમનાં નામો આપો. ઉભયપક્ષ તરફથી મધ્યસ્થ કોને રાખવા તેનો નિશ્ચય બન્ને પક્ષવાળાની એક કમિટી નીમીને નક્કી કરો તે કમીટીમાં અમારા તરફથી શ્રીમાન વે. શા. સં. મણિશંકર શાસ્ત્રીજી, શ્રીયુત વકીલ હરગોવિન્દદાસ લાલભાઇ તથા પટેલ મ૦ શંકરભાઇ ગોવિન્દભાઇનાં નામ છે.

હવે તમારા તરફની કમીટીનાં એટલાંજ નામો આપો. પછી તે કમીટી જે જે વિષયો ઉપર શાસ્ત્રાર્થ કરવાનું નક્કી કરે, જે નિયમોથી શાસ્ત્રાર્થ કરવાનું નક્કી કરે, શાસ્ત્રાર્થમાટે ઉભય પક્ષના જે એક બે પણ્ડિતોનાં નામો આપે તે તથા ઉભય પક્ષ તરફથી જે સભાપતિ સભાના નિયમન માટે નીમી આપે તે તથા બન્ને પક્ષના માન્યગ્રંથો તથા શાસ્ત્રાર્થ લેખી કે મૌખિક કરવો તે તથા તેને માટે તારીખો કઇ નિયમિત કરવી તે સર્વ નક્કી થઇને શાસ્ત્રાર્થ થાય તો જનસમૂહને કાંઇક જાણવાનું મળે માટે આશા છે કે આપના તરફથી નિર્ણાયક કમીટીનાં નામો આપશો એટલે તે કમીટી મળીને શાસ્ત્રાર્થનો આરંભ શીઘ્ર કરાવે. આ પત્ર મળ્યા પછી ૬ કલાક સુધીમાં આપના તરફથી કમીટીના સભાસદોનાં નામો નહીં આવે તો પછી માની લેવાશે કે આપે અન્દર જણાવેલા વિષયો ઉપર શાસ્ત્રાર્થ કરવો નથી. એજ

| | |
|---|---|
| ભાવલી, તા. ૧૨-૭-૨૫<br>રવિવાર<br>મધ્યાન્હના કલાક ૧-૩૦. | લિ૦ ભવદીય કૃપાકાંક્ષી,<br>હિંમતલાલ ગરબડદાસ શુક્લ.<br>સણસોલીવાળા. |

ઉપરનાં સમાજપંથી પત્રપરથી સમજાશે કે, શાસ્ત્રાર્થને નામે ધાકંકા મારવામાંજ તેઓ વિજય માને છે. શાસ્ત્રાર્થ કરવાની મરજી એમની પોતાની છે. વળી પોતે વિદ્વાન્ નથી એમ પોક મૂકે છે. ખેર, પણ પોતાના પંથના ભાડુતી પંડિતંમન્યો લગભગ અર્ધો ડઝન સાવલીમાં અથડાતાં છતાં તેઓ હજુએ સણુસોલીના વાણીઆ સમાજીની વહારે ચઢતા નથી! જો સમાજ પંથીની શાસ્ત્રાથ કરવાની મરજી હોત તો પહેલાં પોતાના પક્ષના શાસ્ત્રાર્થ કરનારનાં નામો બહાર પાડત, સામા પક્ષ પાસે ભીખ ન માગત. પણ ચાલબાજી એવી ચલાવી કે, સમાજી પંડિત મણિશંકરજીને તો તટસ્થ બનાવ્યા અને શાસ્ત્રમાં નહિ સમજનાર એક પાટીદારને પણ તેવાજ ગણ્યા. શ્રીયુત વકીલ હરગોવિંદભાઇનું નામ તો વિના પૂછે જ ચિતરી માર્યું. શાસ્ત્રીજીએ સૂચવેલા માર્ગમાં 'અતિપ્રસંગ' જોનાર પોતાની સૂચનામાં 'અનવસ્થા' નો ભયંકર દોષ ન જુએ એજ આ કલિકાલની બલિહારી છે! સમાજપંથી સાથે પત્રવ્યવહાર બંધ કર્યા પછી મહારાજશ્રી તો તેમના પત્રો સ્વીકારે પણ નહિ અને જવાબ પણ આપે નહિ; છતાં સમાજીઓ તેનો ઉંધો અર્થ કરીને "અમે ઈડરીઓ ગઢ જીત્યારે" એવાં સીશાહી ગાણાં ગાય નહિ તે ખાતર મહારાજશ્રીનાજ સંનિધાનમાં સમાજીનો પત્ર શાસ્ત્રીજી જટાશંકર ભાઇએ લીધો. સમાજપંથી ભાડુતી પંડિતો–માજી મુખ્યાજી ભૂલાશંકર અને શાસ્ત્રી મણિશંકરજી પણ સાવલીમાં હાજર છતાં બહાર પડયા નહિ. શાસ્ત્રાર્થ કરવા ઇચ્છનાર આમ પાટીદારોના ઘરમાં ખૂણે બેસીને એક સણુસોલીના વાણીઆને જાહેરમાં નચાવવાની ભવાઇ ભજવેજ નહિ, પણ તેમને શાસ્ત્રાર્થ કયાં કરવો હતો?

તેથીજ તેમના શાસ્ત્રાર્થના દંભને વધારે ઉઘાડો પાડવા માટે નીચેનો સ્પષ્ટ પત્ર લખ્યોઃ—

**શ્રીહરિઃ ।**

ભાઇ હિંમતલાલ ગરબડદાસ,

તા. ૧૨–૭–૨૫ ના રોજ બપોરના ૧ ને ૩૦ વાગે લખેલો તમારો પત્ર ૨–૪૫ કલાકે મળ્યો તેનો જવાબ નીચે મુજબ છેઃ-

૧. આચાર્યશ્રીની અધ્યક્ષતા નીચે ચાલી રહેલા પ્રવચનમાં તમે એક જીજ્ઞાસુ તરીકે આવ્યા હતા. જીજ્ઞાસુ માણસ તો પોતાની શંકા દૂર કરવા માટેનાજ દરેક ઇલાજો લે, નહિં કે બીજાની સાથે ઝઘડો કરે પણ તમે જીજ્ઞાસુ તરીકે જે વ્યવહાર ચલાવ્યો તે તમારા જીજ્ઞાસુપણા માટે શંકા ઉત્પન્ન કરનારો હતો. તમારે કોઇ પણ પ્રકારે ઝઘડોજ ઉભો કરવો હતો.

૨. જીજ્ઞાસુ માણસ ખોટો આડંબર કરીને બીજાને શાસ્ત્રાર્થની ચેલેંજ આપવાનો ડોળ નજ કરે. તમે તો જીજ્ઞાસુનો વેષ કરીને પાછળથી તદ્દન ખોટી વિગતો લખીને જે ચેલેંજ આપવાનો યત્ન કર્યો છે, તે તમારા કેવળ અસત્ય વક્તાપણાના પૂરાવા રૂપ છે. તમે જે વિગતો છાપી છે તેમાં કેવાં જૂઠાણાં ભરેલાં છે તે બધાં જાણે છે અને કોઇ તટસ્થ સમક્ષ તે સહેલાઇથી સાબીત થઇ શકે તેમ છે.

૩ શાસ્ત્રાર્થ આચાય અને આચાર્ય વચ્ચે ઉચિત હોય વળી વિદ્વાનો વિદ્વાનો મળી શાસ્ત્રાર્થ કરે. તમે નથી આચાર્ય અને નથી વિદ્વાન્. તમો પોતે કબૂલો છો કે "હું પોતે શાસ્ત્રીજીના જેટલો વિદ્વાન્ નથી" તો હવે કોઈ આચાર્ય કે વિદ્વાન્ તો તમારી સાથે કોઇ પણ પ્રકારનો શાસ્ત્રાર્થ સમ્બન્ધી વ્યવહાર

નજ રાખે. તેથીજ આચાર્યશ્રીયે તમને જણાવ્યું છે-કે તમારા પત્ર તરફ લક્ષ્ય આપવામાં નહીં આવે એટલે તેઓશ્રી તો હવે તટસ્થ થાય છે.....અમે પણ તમારી સાથે વધુ પત્રવ્યવહાર કરવા ઇચ્છતા નથી છતાં તમે અર્થનો અનર્થ કરીને જ્ઞાન શૂન્ય લોકોમાં પોતાનો ખોટો વિજયનાદ કરતા અચકાઓ તેની ખાતરજ અમે આ પત્ર લખ્યો છે. નીચેનો માર્ગ અમે તમને સૂચવીએ છીએ.

(૧) તમારી આર્યસમાજમાંની સંસ્થામાંની કોઇ જોખમદાર ખાસ વ્યક્તિ તરફથી પહેલાં અમને શાસ્ત્રાર્થનું કહેણ મળવું જોઇએ.

(૨) આર્ય સમાજના કોઇ પણ પ્રસિદ્ધ શાસ્ત્રી કે શાસ્ત્રીઓનું નામ શાસ્ત્રાર્થ કરનાર તરીકે તેમનીજ સહી સાથે જાહેર થવું જોઇએ.

(૩) આ શાસ્ત્રાર્થનું નિયમન કરવા માટે આયસમાજ તરફથી મશહુર વ્યક્તિઓની સહી સાથે એક સમિતિ નિમવાનું જાહેર કરવું જોઇએ.

(૪) આર્ય સમાજ તરફથી ઉપરની વ્યવસ્થા થતાંજ અમે પણ શાસ્ત્રાર્થ કરનાર શાસ્ત્રીઓ અને નિયમન કરનાર વ્યક્તિઓનાં નામો તુર્તજ જાહેર કરીશું.

આ સરલ માર્ગ છોડીને ગમે તેમ તમે પોતે લખશો તો તે તરફ હવે અમે પણ લક્ષ્ય નહીં આપીએ. એજ

(સહીઓ)

મુ. સાવલી
તા. ૧૨-૭-૨૫
સાંજના ૪ વાગે

શાસ્ત્રી જટાશંકર કહાનજી
શાસ્ત્રી જયેષ્ટારામ હરિજીવન (જ્યોતિષી)
શાસ્ત્રી બદરીનાથ શર્મા ( સા. નિ. )
વસન્તરામ હરિકૃષ્ણ શાસ્ત્રી

ઉપરનો પત્ર જાહેર છાપામાં પણ આવ્યો છે. જો સમાજીઓ શાસ્ત્રાર્થ કરવા માગતા હોત તો તુરતજ તેને લગતી વ્યવસ્થા કરત. સાવલીમાં ભાડુતી સમાજી પંડિતો પણ હાજર જ હતા. જેને શાસ્ત્રાર્થ કરવો છે તેને અમુક વ્યક્તિ સાથેજ શાસ્ત્રાર્થ કરવાનો દુષ્ટ આગ્રહ હોયજ નહિ. પણ આશ્ચર્યની વાત છે કે, પાંચ દિવસ સુધી વૈષ્ણવ પંડિતોને બીલકુલ જવાબજ મલ્યો નહિ. છેવટે ત્રણ વૈષ્ણવ શાસ્ત્રીઓ સાવલીમાંથી ગયા પછી નાન્યતરની પેઠે પેલા ધોળકાના માજી મુખ્યાજી (નમકહરામ ?) ભૂલાભાઇએ ચેલેંજનો ડોળ કર્યો. પણ ભાઇ હિંમતલાલ ગુપ્ત પોતાની બાજી ઉંધી વળવાથી જાણે ક્રોધથી બળી મળતા હોય તેમ નીચે મુજબ તેમણે બાંગ પોકારીઃ—

## ઓ૩મ્ ।

## સાવલીની પુષ્ટિમાર્ગીય પ્રજાને—

સર્વ સુજ્ઞ મહાશયોને વિનંતિ કે હું કેટલાએક સમય થયા વિદ્વાનોની સંગતિથી વૈદિક ધર્મના સિદ્ધાન્તને અન્તઃકરણથી માનનારો થયો ને તેમાંજ મારૂં આત્મ કલ્યાણ થશે એ હું સમજ્યો પરંતુ મને મારા કેટલાએક હિતૈષીઓ તરફથી સૂચના મળી કે "મહારાજશ્રી અત્રે પધારેલા છે તો તેમની પાસેથી શંકા સમાધાન કરીને તમારા મનની શાન્તિ મેળવી લેવી" આવા ઈરાદાથી હું અહિં આવ્યો. પરંતુ મારે મહારાજશ્રી જોડે શંકા સમાધાન કરી વિદ્વાનોની રૂબરૂમાં ધાર્મિક ખુલાસો મેળવવો હતો તે તો ક્યાંને ક્યાં બાજુએ રહ્યો અને વચ્ચે કોઇ બીજાજ બે ચાર જણા "દાળ ભાતમાં મુસળચંદ"ની માફક ફરી પડયા અને મારો હેતુ પાર પડયો નહીં. તેનો પૂરાવો એટલોજ કે મારી સહીની તા. ૧૨–૭-૨૫ ના રોજ મહારાજશ્રીના ઉપર એક વિનંતિ પત્ર મોકલ્યો. કે જેની નકલો

કરીને બહાર ચોટાડવામા આવી હતી. તે મહારાજશ્રીયે લીધા નહીં અને વચ્ચે કોઇ ત્રીજાજ માણસે એટલે કહેવાતા શાસ્ત્રી જટાશંકરસાઇએ તે પત્ર લેવાનો પોતાનો અધિકાર નહીં હોવા છતાં પડાવી લીધો અને તેનો જવાબ જે કે તેમને આપવાનો ન હતો છતાં તે એક જટાશંકરસાઈની ચાર વ્યક્તિયો થઇ હોય તેમ ચાર શાસ્ત્રીઓની સહી વાળો નાપાયાદાર અને અનધિકાર ચેષ્ટાવાળો પત્ર મને પહોંચાડવામાં આવ્યો આથી હું નિરાશ થયો અને મારા આત્મામાં નિશ્ચય થયો કે વૈદિક ધર્મ સત્ય છે. અનધિકાર ચેષ્ટા કરવાવાળાઓને ખબર છે કે "મુંબાઈમાં મહર્ષિ દયાનન્દ સરસ્વતીનો જન્મ શત.બ્દી મહોત્સવ થયો ત્યારે એટલે તા. ૧૨-૫-૨૫ ના રોજ કાંદાવાડીમાં મળેલી એક સનાતન ધર્મ સભાએ આર્ય સમાજ સામે જાહેર શાસ્ત્રાર્થ કરવા ચેલેંજ આપી હતી અને તે ચેલેંજનો સ્વીકાર આર્ય સમાજે કરી પ્રત્યુતરમાં શાસ્ત્રાર્થ કરવા ચેલેંજ આપી હતી. અને તે ચેલેંજનો સ્વીકાર આર્યસમાજે કરી પ્રત્યુત્તરમાં શાસ્ત્રાર્થ કરવા તૈયાર છિએ એમજ જણાવ્યું હતું" છતાં અત્યારે ચાલતા મારી સાથેના વ્યવહારની માફક અનેક પ્રકારનાં બહાનાંઓ કાઢી છટકી ગયાં છે. તે કાલના કાગળમાં અનાહૂત સહી કરનારાઓથી અજાણ્યું નથી અને હજુ પણ તે સહી કરનારાઓને તેમના વૈષ્ણવ પુષ્ટિમાર્ગીય સંપ્રદાયનું મારા જેવા તરૂણને ઇચ્છાતા યુવાનોમાં જો અસ્તિત્વ કાયમ રાખવું હોય તો હજી પણ તેમને તક છે કે તેઓશ્રીયે તસ્દી લઇ મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાયે આપેલું ચેલેંજ સ્વીકારી લઈ શાસ્ત્રાર્થ કરવા તૈયાર થવું" અહિંયાં કરીને શું કરવું. કારણ તેઓ ચારે જણા ગઇ કાલના મારા પત્રના ઉત્તરમાં કલમ ત્રીજીમાં જણાવે છે કે 'તમે અર્થનો અનર્થ કરીને જ્ઞાન શૂન્ય લોકોમાં પોતાનો ખોટો વિચયનાદ કરતા અચકાયા" અર્થાત સાવલીની પ્રજાને તો એ ચારે જણા જ્ઞાનશૂન્ય એટલે મૂર્ખજ લેખે છે. તો પાછી અહિંયાં શાસ્ત્રાર્થની માગણી શું? અને હું પણ તે પત્રપરથી સમજી ગયો કે જો સાવલીની પ્રજા તેઓના લખવા

મુજબ જ્ઞાન શૂન્યજ છે. તો अन्येन नायमाना यथान्धा એ ન્યાયની માફક આ ચાર ભાઇઓ પણ જ્ઞાનશૂન્યજ હોવા જોઇએ. મારી દલીલ મહારાજશ્રી સાથે શંકા સમાધાનની હતી. ત્યાં તો મહારાજશ્રી તદ્દન તટસ્થ થઈ ગયા ને પોતાની ચાલ પંજાબ મેલની ઝડપે બદલી નાખી હાથ ધોઇ સ્વચ્છ થયા. હવે રહ્યો હું. તેને પણ એ ચાર ભાઇયોએ અવિદ્વાન ગણી દૂર ખસેડી મૂક્યો. એટલે શંકા કરનાર અને શંકાનું સમાધાન કરનાર પૂજ્ય ગોસ્વામી શ્રીગોપેશ્વરલાલજી મહારાજ એ બન્ને જણને આ ચારે ભાઇઓયે આપખુદ સત્તાથી ખાસું પાણીચું શ્રીફળ પકડાવ્યું, ખેર, ઈશ્વરેચ્છા.

હવે તો સાવલી ગામના પુષ્ટિમાર્ગીય સજ્જન ગૃહસ્થોની આગળ મારે પ્રાર્થના કરવી રહી. તે ન્યાયે વિનતિ કરૂં છું કે ગયે કાલના મહારાજશ્રીના ઉપર મોકલેલા મારા પત્રમાં જે શંકાઓ રૂપે પાંચ પ્રશ્ન છે. તેનો સપ્રમાણ લેખી ઉત્તર આપવા કૃપા કરી, હું ભૂલો ભટકયો અને કંઠી વિનાનો જીજ્ઞાસુ તમારો આશ્રય લેવા આવ્યો છું તો મને આ પાંચ પ્રશ્નોના ઉત્તરો શાસ્ત્રોના પ્રમાણો સાથે લેખી આપી મારા મતનું સમાધાન કરી કંઠી ધારણ કરાવી બ્રહ્મસમ્બન્ધ અપાવી મને સમ્પૂર્ણ શુદ્ધ કરી સણસોલી વિદાય કરશો તો આ ભૂલ્યો ભટક્યો સજ્જનોનો સેવક આપનો આભાર જીંદગી સુધી ભૂલશે નહીં.

આપનો સદાનો આભારી,

તા. ૧૩-૭-૨૫ હીંમતલાલ ગરબડદાસ શુક્લ.

સાવલી. સણસોલીવાળાના સપ્રેમ નમસ્તે.

ઉપરના દાંભિક પત્રનો જવાબ સાવલીના વૈષ્ણવોની જાહેર સભાએ નીચે મુજબ આપ્યો.

## ॥ श्रीहरिः ॥

ભાઇ હિંમતલાલ ગડબડદાસ ગુપ્તને—

સાવલીના વૈષ્ણવોને ઉદ્દેશીને લખાયેલો પત્ર અમે વાંચ્યો. સાવલીના વૈષ્ણવ તરીકે તેનો જવાબ આપવાની અમે અમારી ફરજ બજાવીએ તો તે ઉચિતજ ગણાશે.

તમારા આ પત્રથી તમારૂં સ્વરૂપ અમે વધુ સમજી શકયા છીએ તમે પોતેજ તમારો પરિચય આપો છો કે 'હું ભૂલ્યો ભટકયો છું.' કહેવાતા "વૈદિક સિદ્ધાંતને અંતઃકરણથી માનનારો" જે થાય, તે પાછો "ભૂલ્યો ભટકયો પણ બને એ અતિ આશ્ચર્યજનક છે! આમ એકમેકથી વિરુદ્ધ વિશેષણો પોતાને માટે વાપરીને તમે ખચિત જ પોતાનું સ્વરૂપ આલેખી બતાવ્યું છે! હવે અમે વૈષ્ણવો તમારાથી ભાગ્યેજ ઠગાઇશું.

ભાઇ, જે માણસ "વૈદિક સિદ્ધાંતને અંતઃકરણથી માનનારો" હોય તે માણસ પોતાના સિદ્ધાંતને જીવનમાં ઉતારીનેજ બીજાને આકર્ષી શકે. એ માણસને બીજાના સિદ્ધાંતોની કુથલી કે પ્રશંસાની દરકાર જ ન હોય. આ સરલ માર્ગ છોડીને તમે નાહક સમય અને ધનની સાથે તમારી માનસિક શક્તિની પણ દુર્વ્યવસ્થા કરી રહ્યા છો! અલબત્ત, તમારા "વૈદિક સિદ્ધાંતમાં" આવી દુર્વ્યવસ્થાને સ્થાન છેજ, અને તમારા 'મહર્ષિ' એજ તેની પ્રતિષ્ઠા કરી છે. મહાત્મા ગાંધીજીએ પણ એની નોંધ લીધી છે. એટલે તમે તેવે માર્ગે ઘસડાઓ તેમાં આશ્ચર્ય નજ હોય.

એક જીજ્ઞાસુ તરીકેનો વ્યવહાર કેવો હોવો જોઇએ તે સાવલીના વૈષ્ણવો જાણે છે. જીજ્ઞાસુ માણસ શંકાનું સમાધાનજ કરવા

પ્રેરાય. પહેલાં તો પોતે ગ્રંથ વાંચવાની યોગ્યતા મેળવી લે પછી ન સમજાય તો ગુરુજનને નમ્રતાથી પૂછે દુનિયાને તેની કદાચ ખબર પણ ન પડે. પણ તમે તો હદજ કરી નાંખી છે જીજ્ઞાસુ તરીકેનું પહેલાં તમે નાટક ભજવ્યું. પછીથી એકદમ તમે આ-ચાર્યશ્રીને "શાસ્ત્રાર્થની ચેલેંજ આપી" બેઠા. તમેજ તમારા હૃદ-યને પુછો કે, એક જિજ્ઞાસુ પોતે વિદ્વાન્ નહિ છતાં કોઈને પણ શાસ્ત્રાર્થની ચેલેંજ આપી શકે ખરો કે? ચેલેંજ આપવી અને બીજાને દબડાવવા એ મદ અને અહંકારથી ભરેલા માનવીના માર્ગો છે. એક નમ્ર જિજ્ઞાસુ તે માર્ગ લઈ શકે કે? વળી તમારી ચેલેંજમાં કેટલી જુઠ્ઠી વાતો તમે ઉડાવી છે? તેનું તમને ભાન છે? કહેવાતા વૈદિક સિદ્ધાંતોનો પ્રચાર તમે આવી રીતે કરવાના છો? મહારાજશ્રીએ તો તમને પહેલાંજ જણાવ્યું હતું કે, હવે તમારા પત્ર પર લક્ષ્ય નહિ આપીએ. એક સમજુ માણસ આવો સ્પષ્ટ જવાબ મલ્યા પછી મહારાજશ્રીને પત્ર લખવા કદી તૈયાર નજ બને. પણ તમારે તો જેમ તેમ ગપ્પેડાજ ઉભો કરીને વિજય નાદના બખાળા કરવા હતા. તેથીજ તમારો મહારાજશ્રીપરનો પત્ર મહારાજશ્રીની સમીપમાંજ શાસ્ત્રીજી જટાશંકરજીએ લીધો હતો, અને તેનો જવાબ ચાર વિદ્વાનોની સહી સાથે તમને પહોંચાડયો હતો. હવે તમારા પક્ષના કોઇ પણ વિદ્વાનનું સાવલી ગામમાં અસ્તિત્વ હોત તો એક મરદની માફક પોતેજ બહાર આવત. નહિ કે તમારાજેવા "ભૂલા ભટકયા" ને હોળીનું નાળીએર બનાવીને પોતે પરદા પાછળ સંતાઇ જાત. તમને દુનિયામાં શું ચાલે છે તેનું પણ ભાન નથી. મુંબાઈની સનાતની વિદ્વત્પરિષદે જે ચેલેંજ તમારા કહેવાતાં આર્યોને

આપેલી, તેનો યોગ્ય ઉત્તર તમે ક્યાં આપ્યો છે? જરા છાપાં વાંચો, અને છેવટે તમારા કહેવાતા આર્યો કેવા છ પાંચ ગણી ગયા છે તેનો નિર્ણય કરો. તમારા જેવા "ભૂલ્યા ભટકયા" ઠેકાણા વિનાના યુવકોના અસ્તિત્વથી પુષ્ટિમાર્ગ કદી દીપનાર નથી. એટલે ઘઉંમાંના કાંકરાની જેમ તમને દૂર કાઢેજ છુટકો છે. 'જ્ઞાનશૂન્ય' એ વિશેષણ સાવલીની સમસ્ત પ્રજાને ઉદ્દેશીને નથી, તમારા જેવા 'ભૂલ્યા ભટકયા'થી ભરમાતા મુઠ્ઠીભર લોકો માટે છે. તમે પોતેજ કબૂલી ચુક્યા છો કે, હું વિદ્વાન નથી, મતલબ કે જ્ઞાનશૂન્ય છું.

મહારાજશ્રીએ પહેલીથી જ તમારી સાથે પત્રવ્યવહાર બંધ કર્યો છે, અને પોતે ક્યારનાએ તટસ્થ થયા છે. તમારી ફરજ છે કે, જો તમે ખરા જિજ્ઞાસુ હો તો મહારાજશ્રીના જ લેખી ઉત્તર માટે આવડો દુરાગ્રહ કેમ રાખો? વિદ્વાનો પાસેથી તમારી જિજ્ઞાસા શા માટે પુરો નહિ? આથી હવે તમારૂં સ્વરૂપ સમજ્યા પછી તમારી દરેક હીલચાલ તરફ તિરસ્કાર પુર્ણ મૌન જ સેવવું અમને ઉચિત લાગે છે.

**સમસ્ત વૈષ્ણવ મહાજન તરફથી.**

ઉપરનો પત્ર તા. ૧૩-૭-૨૫ ના રોજ સાવલીમાં મહાજન વાડીવાલી જાહેર સભામાં વંચાયો હતો.

**જાહેર સભાઓ.**

ઉપર પ્રમાણે પત્રવ્યવહાર ચાલ્યો. તે ઉપરથી તટસ્થ વર્ગ એક નિશ્ચયપર આવી શકશે. હવે સાવલીમાં થયલી જાહેર સભા વિષે પણ લખવું ઉચિત લાગે છે. ઉમરેઠથી શુદ્ધાદ્વૈતભૂષણ શાસ્ત્રીજી જયેન્દ્રારામ હરિજીવન આવ્યા તેમજ

વડોદરાથી સાહિત્ય નિષ્ણાત શાસ્ત્રી બદ્રીનાથજી અને અમદાવાદથી શાસ્ત્રી વસંતરામ આવ્યા તેથી વૈષ્ણવોએ જાહેર સભાઓ ગોઠવી દીધી. આ સભામાં થયલા વ્યાખ્યાનોની એવી જબરદસ્ત અસર થઈ કે, સમાજપંથી માનવીઓ ગભરાઇ ગયા. એમણે પોતાના વાડામાંના ઘેટાઓને ડોળ કરીને રાજી રાખવા માટે ધર્મશાળા ભાડે રાખીને સભાઓ ગોઠવી. પહેલી સભામાં વૈષ્ણવોના આચાર્યશ્રીઓને તથા વૈષ્ણવોને ખૂબ ગાળો ભાંડી. જેના તટસ્થોએ લખેલા રિપોર્ટ તૈયાર છે. પણ ઉશ્કેરણી કરવાની આદત સમાજીઓનેજ સોંપી છે. સમાજીઓએ તા. ૧૪-૭-૨૫ ના રોજ જાહેર સભા રાખી. આ સભામાં મોટી સંખ્યામાં હાજર થવાનો સનાતની પ્રજાએ નિશ્ચય કર્યો સનાતનીઓથી સભા સ્થલ ચીકાર થઇ ગયું. પહેલે દિવસે માત્ર ૨૫-માથાં-(તે પણ કોળી વાઘરી મળીને) હતાં. સમય થતાં સમાજપંથની આદત મુજબ જૈન, મુસલમાન, ક્રિશ્ચિયન આદિ ધર્મની લાગણી દુઃખાવનારૂં ભજન ગવાયું. ત્યાર પછી પ્રમુખની દરખાસ્ત મુકાઇ અને તેને ટેકો આપવામાં આવ્યો. વડોદરાવાળા સમાજી વકીલ મી. આનંદપ્રિય બી. એ. એલ. એલ. બી. ને પ્રમુખ તરીકે સાવલીની સમસ્ત પ્રજા ચુંટે છે એવો અર્થ નીકળશે એમ ધારીને રા. વસંતરામ-શાસ્ત્રીએ એ દરખાસ્તનો વિરોધ કર્યો. મોટી બહુમતીએ શાસ્ત્રી વસંતરામને ટેકો આપ્યો અને તેમના સૂચવ્યા મુજબ શાસ્ત્રી બદ્રીનાથજીને પ્રમુખ તરીકે ચુંટયા. સમાજપંથી સભામાં સનાતની પ્રમુખ ! તે બનેજ કેમ ? સમાજીઓ ગભરાયા. વસંતરામ શાસ્ત્રી સામે એકેએક સમાજપંથીએ દલીલોનો મારો ચલાવ્યો. સાવલીના નિવાસીઓના બળથી વસંતરામ શાસ્ત્રીએ બરાબર

ન્યાયપૂર્ણ જવાબ આપ્યો. ૧ કલાકે સમાજીઓ થાકયા અને સર્વાનુમતે સનાતની પ્રમુખને જ સભાએ ચુંટયા. પ્રમુખ સાહેબ શ્રીયુત બદ્રીનાથ શાસ્ત્રીજીએ સમાજી વક્તાઓને પચીશ મિનિટ અને સનાતની વક્તાઓને પંદર મીનીટ બોલવા આપી; તેમજ બન્ને પક્ષનું સાંભળવાની ઉમદા તક આજ મળી માટે ઇશ્વરનો પાડ માન્યો. સનાતની પ્રમુખ પણ સમાજીઓના પક્ષપાતી બન્યા. પણ સમાજી પેટમાં પાપ હોય તે કેમ જીરવાય? વખત થોડો છે, અમને દોઢ બે કલાક જોઇએ, અહીં નિયમસર કામ ચાલતું નથી" વગેરે બડબડાટ સમાજપંથીઓએ શરૂ કર્યો અને આખરે "સભા બરખાસ્ત છે" એમ બાંગ મારતા રસ્તો માપવા માંડયા. સાવલીની પ્રજા સમાજપંથીઓની પોલ બરાબર સમજી ગઇ. સભા છોડીને પણ તે જંપ્યા નહિ. પોતે સજાવેલા ઘરમાં બીજા પેઠા એ કેમ તેમનાંથી ખમાય? એકદમ આ નોટિસ મોકલી. 'પ્રમુખ સાહેબ! આ ધર્મશાળા મેં ત્રણ દિવસ માટે ભાડે રાખી છે. તો આપ આપની સભાને દશ મીનીટમાં ખલાસ કરશો. અત્યારે વખત ૫ કલાકને ૪૨ મીનીટ થયો છે. દા પા. શંકરભાઇ ગોવિંદભાઇ.'' સભામાં વસંતરામ શાસ્ત્રીએ ૨૦ મીનીટમાં વ્યાખ્યાન પૂરૂ કર્યું, સમાજપંથી પત્ર ગેરકાયદેસર હતો છતાં સનાતનીઓ કેટલા ઉદાર અને સહનશીલ છે, એ વાત સમાજપંથીઓના પત્રનો અમલ કરીને બતાવવામાં આવી. પછી તે સ્થળે સમાજપંથીઓ એકઠા થયા. પછી તો પૂછવુંજ શું? ગુસ્સાનો પાર ન હતો. વૈષ્ણવોને ખૂબ ગાળો ભાંડી. પરિણામે પોલીસમાં રિપોર્ટ થયો. ત્રીજી સભા પણ સમાજીઓએ તે સ્થલેજ રાખેલી હતી, શ્રીયુત ફોજદાર સાહેબે સમાજપંથીઓની અસભ્યતા લક્ષ્યમાં

લઇને કોઈ સંપ્રદાયપર હુમલો ન કરવાની શરતે જ સભા ભરવાની રજા આપી. છતાં મી. આનંદપ્રિયે આદ્ય પરિચય કરાવ્યો; પણ ખળભળાટ થતાં ઠંડે પેટે ફરજયાત કામ ચલાવ્યું. આ સભામાં હાજર થવા માટેનું પુછાવતાં મંત્રીએ આ પ્રમાણે લખ્યું:

॥ ओ३म् ॥

શ્રીમાન્ વસન્તરામજી શાસ્ત્રીજી,

નમસ્તે.

આપનો પત્ર મળ્યો. પ્રત્યુત્તરમાં નિવેદન કે આજે તા. ૧૫ ૭-૨૫ ને બુધવારે, ધાબાવાળી (મહાલપંચાયતની) ધર્મશાળામાં શ્રીયુત પં આનંદપ્રિયજી B A. LL. B. ના પ્રમુખપણા નીચે વેદશાસ્ત્રસંપન્ન શ્રીમાન્ પંડિત મણિશંકરજી શાસ્ત્રી નવધા-ભક્તિ એ વિષયપર વ્યાખ્યાન આપશે. સમય સભા માટેનો સાંજે ૪ થી ૭ વાગ્યા સુધીનો રાખવામાં આવ્યો છે. સભામાં શાંતપણે અમારા નિયમન અનુસાર જેમની સાંભળવાની ઇચ્છા હશે તેઓ આવી શકશે. કૃપાકાંક્ષી ચંદ્રમણિ મોતીલાલ.

ઉપરનો પત્ર મળતાં સમાજપંથીઓના કાયરપણાંનો વધુ નિશ્ચય થઇ ગયો. એટલે વૈષ્ણવોએ સ્વતંત્ર સભા ભરી, ત્યારબાદ બે દિવસ જાહેર સભાઓ થઇ. છેવટે વૈષ્ણવ શાસ્ત્રીઓ બહારગામ ગયા. એટલે વૈષ્ણવોને છ છ કલાકમાં ખબર આપવાની મુદત આપનાર સમાજપંથીઓ પાંચ દિવસ પછી પીઠ પાછળ ભુંકવા માંડયા. તેમાં પણ ભુંકવામાં જેમનો સુર તથા શરીરનું કદ યોગ્ય છે તેવા પેલા ચરોતર પ્રદેશના મંત્રી ભુલાભાઇ મુખ્ય હતા. તેમનું ભુંકવું કોઇએ સાંભળ્યું નહિ એટલે "હાર્યા હાર્યા" "અમે જીત્યા" વગેરે બોલતા સાવલીમાંથી વિદાય થઇ ગયા. સમાજપંથી શાસ્ત્રાર્થની આ ટુંકી કહાણી છે.